શ્રી

# મંગળ ગીતાવળી

બ્હેન રૂદ્રકાન્તાના લગ્ન પ્રસંગે.

સંગ્રહ કર્તા.

બ્હેન પ્રચ્છા હરગોવિંદ

ધોળકાવાળા.

પ્રકાશક

જોશી [illegible]લાલ રણછોડલાલ

મુ૦ અમદાવાદ.

तदेव लग्नं सुदिनं तदेव ताराबलं चंद्रबलं तदेव
विद्याबलं दैवबलं तदेव श्रीविश्वनाथांघ्रियुगं स्मरामि

સવંત ૧૯૮૪. સને ૧૯૨૮.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

મુદ્રક- પ્રિન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યું.

પાનકોરનાકા - અમદાવાદ.

શ્રી



# મંગળ ગીતાવળી

બ્હેન રુદ્રકાન્તાના લગ્ન પ્રસંગે.

સંગ્રહ કર્તા.

બ્હેન ઇચ્છા હરગોવિંદ

ધોળકાવાળા.

પ્રકાશક

જોશી જેઠાલાલ રણછોડલાલ.

મુ૦ અમદાવાદ.

तदेव लग्नं सुदिनं तदेव ताराबलं चंद्रबलं तदेव
विद्याबलं दैवबलं तदेव श्रीविश्वनाथांघ्रियुगं स्मरामि

સવંત ૧૯૮૪. સને ૧૯૨૮.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

મનહર પ્રિન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યું.

પાનકોરનાકા—અમદાવાદ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ
૧૪૦૨૧

# * અર્પણ પત્રિકા. *

કુળ જાતિને વર્ણાશ્રમોના ધર્મ કર્મ કર્યા કરે.
ગુરૂ જન અને પતિની અનુજ્ઞા પાળતાં પગલાં ભરે.
સંસારની શુભ રીત ભાત સમગ્ર જે ભણનાર છે.
તે નારીનો સંસારમાં સુખ રૂપ આ અવતાર છે.

# મંગળાષ્ટક—૨

## રાગઃ—શાર્દુલ વિક્રિડિતછંદ.

શ્રી મન્મંગલ ઇષ્ટદેવ તમને સર્વે મળીને અમે
સાષ્ટાંગે નમીને વિનંતી કરીએ ઉત્સાહથી આ સમે.
માગીએ વરદાન મંગલ અમે આપો તમે નિશ્ચલ,
પરમાત્મા પરમેશ્વરા પ્રભુવરા નિત્યે કરો મંગલ. (૧)
શ્રી સિદ્ધિ વળી રીદ્ધી પાસજ ઉભી ઢોળે રૂડા ચામર
હાથે મોદક મસ્તકે મણી ભર્યો, રાજે રૂડો મુકટ
ટકતાં વિઘ્ન જેતું પૂજન કરે, સત્કાર્ય આરંભમાં
હેતુ મંગલનો કરો ફરકતો વિઘ્નેશ આ લગ્નમાં (૨)
શ્રી કૈલાસ જડે થકી નચવતો દાબેલ લંકાપતિ.
તે દેવી જનની પુરી ત્રીપુરથી ત્રાશી બચાવી લીધી
પીખી પ્રૌઢ જટા ઘટા ઘન ઘણી શિરે શ્રી ગંગા ધરી
ભોળા શિવ સમર્થ વર વધુને, રક્ષો સદા સ્નેહથી (૩)
જેના યોગ વડે સમસ્ત જગઆ, પ્રાકટને પામતું.
જેના નિત્ય સુયોગથી સ્થિતિ અને વૃદ્ધિ વિષે જામતું
સાધે જેની કૃપા સદા જગતમાં દાંપત્ય સાફલ્યને
તે શક્તિ પતિ શક્તિ સાથ કરજો દાંપત્ય માંગલ્યને (૪)
ભ્રાતો આ જગના વરૂણ સવિતા આકાશ વાયુ વિભો
ભૂદેવો ઋષિઓ મૂની ગણ સુરો ઇન્દ્રાદિ દેવી જનો
અંબા કાલી સરસ્વતિ શચિ રતિ આદી શુચી શક્તિઓ
તે તે પૂનિત સાથ આ યુગલને આનંદમાં રાખજો. (૫)
રાખી ગર્વ કીધોજ ફેર મહીષે દેવો થયા શિથિલ
યત્નોથીજ યજ્યા મુરારિ પ્રભુને ટાળ્યા અમો વિહ્વલ

અર્પ્યું તેજ અનુપ આપ તણુંને અરપાવ્યું દેવો તણું
નેહે ક્રોધિત શક્તિ શાલી પ્રકટયા, તે ચંડી ધ્યો મંગલ (૬)
જે પ્રેમે યદુરાય રૂકમણી વર્યા શંભુ અને પાર્વતિ
જે પ્રેમે દમયંતિને નળ વર્યાં શ્રી રામ સીતા સતિ
જે પ્રેમે અનિરૂદ્ધ બાણ તનયા સોહે સદા નિર્મલ
તે પ્રેમે વર રાયને વધુ વરી પામો સદા મંગલ. (૭)
મિથ્યા મોહ વિષે ન લુબ્ધ રહીને કર્તવ્યને સાધજો.
સાચાં ભાવ વડે હૃદય વર વધુ શ્રી ઇશ આરાધજો
અંતર નિષ્ટ થઇ સદાય હણજો આ ચિત્ત ચાંચલ્યને
સાચા ઇશ અનુગ્રહેથી લહજો ઉત્કૃષ્ટ માંગલ્યને. (૮)

## વર વધુની પ્રતીજ્ઞા–૩

### વંસતલિકા વૃતમ

કન્યા–જ્યાં જ્યાં જશો, પ્રભુ ત્યહાં; તમ સાથ આવુ.
છાયા રૂપે, અનુસરી, પતિની કહાવું.
હો દુઃખ કે સુખ જરી, મનમાં ન લાવુ
સેવા વિષે રહી સદા, પતિ ગુણ ગાવું. ૧
વર—છે, ધર્મ પત્નિ નરનું, અર્ધાંગ જાણ્યું
અર્ધાંગ અર્પ્યું, તુજને મનથી પ્રમાણ્યું
તેથી સદા હૃદયમાં, શુદ્ધ પ્રેમ ધારી
રક્ષા કરૂ અરધ અંગ, ગણી તુ નારી. ૨
કન્યા–પાળું કુટુંબ નહી દ્રોહ કરૂ જરાએ
સેવા કરૂ વડિલની, વિધીથી સદાએ
ઇચ્છયું મળે નવ મળે રહું હર્ષમાં એ
સ્વામિ તણી થઇ રહું મન વાંછીકા એ. ૩

વર—પાળે કુટુંબ, નહી, કલેશ જરા કરે તું
વૃદ્ધો તણાં વચન નિત્ય શીરે ધરેતું
કર્તવ્ય તારૂં મનમાં, સમજે અરે તું.
પાળું તદા પ્રણયથી, તુજને અરે હું ૪

કન્યા—ભક્તિ કરૂં પ્રભુતણી પતિ હું તમારી
સ્વામી તણા ચરણમાં, રહુ પ્રેમધારી
વાણી વદી કટુ, કદી નહી દુભનારી
ભાખુ સદા મધુર વાકય, વિનોદકારી ૫

વર—જોતું રહે નિત્ય, પતિવૃત પાળનારી
સંસાર કાર્ય અરધું, તું ઉઠાવનારી
વાણી મૃદુથી તન તાપ સમાવનારી
પાળુ ગણી અધિક પ્રાણુથી પ્રિયનારી. ૬

કન્યા—સ્વામી તણા સુખ વિષે રહું પૂર્ણ સૂખી
થાઓ કદી દુ:ખી તમો, થાઉં હુંય દુ:ખી
એ રીત્ય નિત્ય સુખ દુ:ખ વિભાગી થાઉં
આજ્ઞા તમારી સઘળી સત્વર ઉઠાવું. ૭

વર—આજ્ઞા ધરી શિર પરે સહુ સુખ દેતી
સંસાર કાર્ય સુખ દુ:ખ વિભાગ લેતી
એવી કુલીન પ્રેમદા પર રાખી પ્રીતિ
પાળું ધરી વડીલ સજ્જન કેરી રીતિ. ૮

કન્યા—ચઇ સ્નાનથી રૂતુ થકી અતિ શુદ્ધ દેહે
ક્રીડા કરૂં નિજ પતિ થકી નિજ ગેહે
ચક્ષુ તથા મન થકી ન ગણું બીજાને
માનુ બીજા પુરૂષ ભ્રાત પિતા સમાને. ૯

વર—શાસ્ત્રાનુસાર, જદા કહ્યું પાળનારી
ચઇ ધર્મ પત્ની પતિના પદ સેવનારી

સંસાર વારી નિધિ-પાર ઉતારનારી
છે ધન્ય જન્મ, મુજ જ્યાં મળી ધર્મ નારી—૧૦
કન્યા-વાણી શરીર મનથી, ઠગું ના પતિને
સાક્ષી કર્યો વચનના કમલા પતિને
સાથે વસીશ જગમાં સુખથી સુ પ્રિત્તે
ના કલેશ થાય કદી વરતીશ એવી રીતે—૧૧
વર—હુંએ નહી ઠગું તને કદી કોઇ રીતે
સાક્ષી કર્યો જગપતિ, અતિ ચાહું ચીત્તે
પાળીસ અંગ-ગણીને, તુજને હું પ્રીતે
તે ધર્મ પત્નિ સમજે, નિજ ધર્મ નિત્ય—૧૨
કન્યા-વહેલાં ઉઠી-પતિ થકી ગૃહ કાર્ય ત્યાગી
યજ્ઞાદિ કાર્ય કરવા થાઉ અર્ધ ભાગી
ધર્માર્થ કાર્ય સમયે રહું નિત્ય સાથે
સર્વસ્વ મેય-અર્પ્યું નિજ નાથ હાથે—૧૩
વર—સંસાર કાર્ય સઘળાં દેઇને સુધારી
ધર્માર્થ કામ વિષે એ બનુ સાહ્યકારી
આ લોક સુરલોક બતાવનારી
મુકિત ત્યાંહ સહજ દંમ્પતિની થનારી—૧૪

—(૦)—

## સગાઇ કરતી વખતે ગાવાનું ગીત-૪

તું તો લીલી પીળી પાંખના પોપટ રે.
તુ તો ભમ્યો ભમ્યો દેશ પરદેશ રે
પીંજરે તારે દલ વસ્યું રે.
તું તો જુદા જુદા વિચારના કીયા વેવાઇ રે

તું તો ભમ્યો ભમ્યો દેશ પરદેશ રે
કેઇ બા તારે દિલ વસ્યાં રે.

## ગીત ૫ મું.

કંકુડાની ગાળ ધલાવો ચંદને પાડો ઓકળી રે
દાદા કીયા ભાઇને વીનવું રે.
તમારા કઇ બાને વારો લીંપણુ મારાં ખૂંદશે રે.
ખૂંદે તો ખૂંદવા દેજો કુંવર મારે લાડકા રે.

## ગીત ૬ ઠું.

કીયા ભાઇએ રાય જગાડીયા રે,
કીયા ભાઇએ માંડયા ગણેશ—વાજીંત્ર વાગે છે રે. ૧
કીયા ભાઇ તે કેઇ વહુને વીનવે રે,
જાવ ગોરી ગણેશ વધાવા—વાજીંત્ર વાગે છે રે. ૨
કેણી કોર કીયા ભાઇના ઓરડા રે;
કેણે કોર માંડયા ગણેશ—વાજીંત્ર વાગે છે રે. ૩
આથમણા એમના છે ઓરડા રે;
ઉગમણા માંડયા ગણેશ—વાજીંત્ર વાગે છે રે. ૪

## ગીત ૭ મું.

જોશી તેડાવ્યા ને મહુરત જોવડાવ્યાં;
બહુ રૂડાં મહુરત આવ્યાં રે—ચાલો ગણેશ વધાવા. ૧
કળશ સ્થાપન કરી આવાહન કીધા;
ગણેશને નોતરા દીધા રે—ચાલો ગણેશ વધાવા. ૨
વેદ વચને કરી ગણપતિ આવ્યા;
સહુ જનને મન ભાવ્યા રે—ચાલો ગણેશ વધાવા. ૩

ગણેશ બેઠાને વરત્યો જયજયકાર;
રાજી થયા નરનાર રે--ચાલો ગણેશ વધાવા. ૪
લાવો સર્વ વસ્તુ મંગળકારી;
પુંજીએ પાટ બેસારી રે--ચાલો ગણેશ વધાવા. ૫
લંબોદર ગજ વદન વિશાળ;
લાડુ જમાડો ભરી થાળ રે--ચાલો ગણેશ વધાવા. ૬
રાજી થાય કૃપાસિંધુ દયાળ;
નાશે વિધન તતકાળ રે--ચાલો ગણેશ વધાવા. ૭

## ગીત ૮ મું.

### ( કંકુ છાંટીને કંકોતરી મોકલી-એ રાગ )

નૃપ ભીમકે લખીરે કંકોતરી;
લખ્યા લગન મહુરત તીથિવાર--જાદવ વહેલા આવજો. ૧
દેશ દેશના નૃપતિ તેડાવજો;
ચતુરરંગી સેના સમ જાન--જાદવ વહેલા આવજો. ૨
સર્વે જાદવ સહિત પધારજો;
ઉગ્રસેન ભૂપતિ સહીત--જાદવ વહેલા આવજો. ૩
સજી જાન સુભટ સર્વે આવજો;
રામકૃષ્ણ સહિત રણજીત--જાદવ વહેલા આવજો. ૪
ગર્ગાચાર્ય ગુરુને તેડી લાવજો;
બીજા વિપ્ર નિગમ શ્રુતિ જાણ--જાદવ વહેલા આવજો. ૫
ડાહ્યા પંડિત ભટ લેઇ આવજો;
જાણે અર્થ સહિત પુરાણ--જાદવ વહેલા આવજો. ૬
સ્વર્ગવાસી અમરને તેડાવજો;
શિવ બ્રહ્મા આવે સુરરાજ--જાદવ વહેલા આવજો. ૭

યોગી સહિત બ્રહ્મર્ષિ તેડજો,
શચી સહિત અમર ત્રિયા સાજ—જાદવ વહેલા આવજો. ૮
લઇ લગ્ન તરત વિપ્ર પહોંચીયો;
વાસુદેવ તણા દરબાર—જાદવ વહેલા આવજો. ૯
પ્રેમાનંદ કહે વસુદેવ આદરે,
પુજ્યો વિપ્ર કરી બહુ પ્યાર—જાદવ વહેલા આવજો. ૧૦

## ગીત ૯ મું.

બ્હેનીને મામે મોકલ્યુંરે મોસાળુ;
મોસાળુ તો ક્યાં થકી આવ્યું, કોણ લાવ્યું કોણે મોકલાવ્યું બે૦ ૧
મોસાળામાં ચુડીલાની જોડ. લાવ્યા કંકણ સહીત પહોંચ્યા કોડ બે૦ ૨
લાવ્યા ઝાઝર ઝુમણાને પુર, જાદવ કાંચળીને પાનેતર, બે૦ ૩
મોસાળુ તો આવ્યું બજાર, જન જોવા મળ્યા છે હજાર. બે૦ ૪
બાજુ બંધ કડાં ને હાર, નથનીને કંકણુ અતિસાર. બે૦ ૫
મોસાળું તો આવ્યું રે પોળે, જન જોવા મળ્યા છે ટોળે. બે૦ ૬
મોસાળુ તો મંડપે આવ્યું. તે તો બેનીએ હરખે વધાવ્યું. બે૦ ૭

## ગીત ૧૦ મું.

રાગ—આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે.

ભીમક ભૂપ ઉર હરખ ન માય ગ્રહ શાન્તિ પૂજન થાય.
હો માનુની મંગળ ગાવ રૂડાં વાજીંત્ર વાજે- ટેક
બ્રહ્માજી આંવ્યા રૂડા વિપ્રને લાવ્યા વિપ્રને વરુણી વરાવ્યા. હો૦ ૧
પૃથ્વી પુજન કરી અગ્નિ પધરાવ્યા ગણપતિ પૂજન કીધાં, હો૦ ૨
પુજા સામગ્રી જે જે જોઇએ તે લાવ્યા ગ્રહના આવાહન કીધાં હો૦ ૩
આવ્યા નવે ગ્રહ મૂર્તિ ધરીને, ગુરૂ, શુક્ર. ને રવી સોમ હો૦ ૪
આવ્યા રાહુને કેતુ શશી સુત બુધ શનિશ્વર અવની સુત ભોમ હો૦ ૫

---

ટીપણુ:—પહેલી કડી પછી લાવનાર તેમજ મોકલનારનું ગમે તે નામ લેવું.

વિધિ સહિત ગ્રહ સ્થાપન કીધા પુજ્યા પાંચે ઉપચાર, હો૦ ૬
ચંદન પુષ્પ અક્ષત દધિ દુર્વાતિલ ધુપ દીપ કીધાં પ્યારે હો૦ ૭
હોમ થાય ને વેદ મંત્ર ભણાય યજ્ઞ આહુતી દેવાય. હો૦ ૮
સભા ભરાઇ સર્વે દેવ વિરાજ્યા અપ્સરા નાચે ગાંધર્વ ગાય હો૦ ૯
પત્નિ સહિત ભૂપ ભીમક આવ્યા કન્યા તે લીધાં છે ખોળે. હો૦ ૧૦
પુષ્પ વરસેને દેવ દુંદુભી વાગે જોવા મળ્યા છે જન ટોળે હો૦ ૧૧
અર્ઘ્ય શ્રીફળ દીધાં દંપતી હાથે ગૃહશાન્તિ વિપ્ર કરાવે હો૦ ૧૨
વર કન્યાની જોડી અવિચળ રહેવા દેવને ચરણે લગાવે હો૦ ૧૩
ભૂપતિ આવ્યા સર્વે લાવ્યા પહેરામણી ભીમક રાયના સગાવહાલા હો૦૧૪
પ્રેમાનંદ કહે ધરેણાં સ્થાન સોનેરી ઉત્તમ શાલ દુશાલા. હો૦ ૧૫

## જનકરાયનો માંડવો ગીત ૧૧ મું,

જનક રાયને રે માંડવે ભારે મળીઆ છે ભૂપ.
સીતા બેઠાં રે બારીએ નીરખે રઘુવરનુ રૂપ જનક૦ ૧
કન્યા કહાવે રે તાતને એવો પરણાવો રાય,
ત્રંબક ત્રણ કટકા કરે તેને આપો કન્યાય જ૦ ૨
અયોધ્યા નગરીનો રાજીઓ રઘુવર રૂપ નિધાન
તેણે ત્રંબક તોડીઉં ઉતર્યાં મહીપતિનાં માન જ૦ ૩
ત્રંબક તોડીઉં જાહરે કોપ્યો પાતાળ પન્નગ
ઝબકી પરશુરામ જાગીઆ પ્રગટયો ક્ષત્રિનો તંન જ૦ ૪
દેવના દુંદુભી ગડ ગડયાં શોભે નિશાન ડંકાય.
વાજાં વિધ વિધ વાગીઆ રઘુવર પરણવા જાય જ૦ ૫
રઘુવર સીમાડે સંચર્યા સામૈયું સાળીને હાથ.
રઘુવર ચૌટડે સંચર્યા ચૌટે ચમર ઢળાય જ૦ ૬
રઘુવર શેરિએ સંચર્યા શેરિએ શેતરંજ ઢળાય
રઘુવર પોળેરે સંચર્યા પોળીઆ પોળ ઉઘેડ જ૦ ૭

રઘુવર જાની વાસે આવીઆ કલવો કાકીજી હાથ
રઘુવર તોરણે આવીઆ સાસુ પોંખવા જાય જ૦ ૮
અંતર પડદા આડા ધર્યા માનુની મંગળ ગાય.
ઘુંશળ મુશળ રવૈયો સરીઓ સંપુટ ત્રાક જ૦ ૯
ઈંડી પીંડી ઉતારીઆ નીરખી તાણ્યાં છે નાક
રઘુવર માંહ્યરામા આવી આ સુંદર પધરાવ્યા પાટ. જ૦ ૧૦
જોડે પધરાવ્યાં જાનકી ઓઢયા નવ રંગી ઘાટ.
કન્યા કહાવે રે તાતને ત્રાંબા ચોરી બંધાવ જ૦ ૧૧
હાથે વાળોરે મેળવ્યો આરોપી વરમાળ
ઘુંઘટમાં નીરખે રે નાથનેરે રઘુવર રૂપ રસાળ. જ૦ ૧૨
રૂષીએ મંગળ વરતાવીઆ સાસુ પીરસે કંસાર
જનક હૈયામાં હરખીઆ આપ્યા ગરથ ભંડાર જ૦ ૧૩
વેદની ધ્વનિ વિપ્ર વદે પરણ્યાં સીતાને રામ
આનંદ ઓચ્છવ અતિઘણા સરિયા સેવકનાં કામ જ૦ ૧૪
મોહી નગરની નારીઓ જોઇ રઘુવરનું રૂપ.
અયોધ્યા નગરીનો રાજીઓ ઈચ્છા અકળ સ્વરૂપ. જ૦ ૧૫

## વર તોરણે આવે ત્યારે ગાવાનું ગીત.

## રાગ આવીછે બાણુને માંડવે રે૦ ગીત ૧૨

વરરાજા તોરણુ આવીઆરે શીખ સાસુજી દે છે.
સાજન સહિત પધારીઆરે રૂપે રૂડા દીસે છે ૧
સ્વતંત્ર જીવન ભાસે છે રે આજે હરરાજી થાશે
હસ્તિના સરખા દિસો છો રે પણ બંધન પડશે ૨
સાસુએ જુસર દેખાડીઉ રે ખાંધે તમારી ચઢશે
ગૃહસ્થાશ્રમ કેરી ઘાણીઓરે તે તો તાણવી પડશે ૩

પછી મૂશળ દેખાડીઉ રે એ તો ધાન્ય દમતું,
જુદાં કરે શાળ ફોતરાં રે કુટી ચકચુર કરતું. ૪
તેવી રીતે જાણજો રે થાશે તમારી ખુવારી
આટલું કહ્યું હજી કહું છું રે તમને હું વારી વારી ૫
રવૈયો સાસુ દેખાડે છે રે દધીની છાશ કરશે.
ગોરી જીવન સુખમા રે રવૈયા રૂપ થાશે ૬
સંપુટ સમ મુગાં થાઇને રે પડશે તમારે રહેવા
સુખ અને દુખ જે કાંઇરે પડશે તમારે સહેવા, ૭
સર્પ છછુંદર સાહયાની રે દશા તમારી થાશે
પહેલેથી સમજાવું છું રે એવી તમ ગતી થાશે ૮
ત્રાક થકી સમજાવતી રે આમ વિધાવું નડશે
ગૃહસ્થાશ્રમને પાળતારે ઘણી અગવડો પડશે ૯
તો એ નિડર થઇને રહયો વરરાજા ઉભો
મનમાં સંકોચ ન આણતો રે જાણે પ્રાંતનો સુબો ૧૦
સાસુએ મનમાં વિચારીઉ રે હવે નવ થવું કાલી
નફટનું નાક તાણીને રે ગઇ સાસુ તો ચાલી ૧૧
વધુ વરવા તૈયાર છે રે આશ્રમ ધર્મ સંભાળ.
ધર્મ નીતિથી ચાલતાં રે ઉતરે ભવપાર ૧૨

## લગ્ન ગીત.

**(આણી તીરે ગંગારે, પેલી તીરે જમનારે.) એ રાગ**

સુખનો સંગાંતીરે ઉત્તમ જાતીરે;
પતિને પ્રભુ સમ જાણીએ.

ગુણથી રૂપાળોરે, મન મર માળોરે;
પતિને એની ન વિસારીએ.

રત્નથી મોંઘોરે, અવનીમાં શોધોરે;
પ્રેમી ન અન્ય પ્રમાણીએ.

શિરમણી સાચોરે, વલ્લભથી રાચોરે;
અંતરમાં નિત્ય ઉતારીયે.
હૃદયનો સ્વામિરે, અંતર જામિરે;
પતિવ્રત પ્રેમથી પાળીએ
કુળ તણો દીવોરે, પતિ ઘણું જીવોરે;
મંગળ આશિષ આપીએ
સૌભાગ્ય સાચુંરે, પતિ દેવ યાચું રે;
સેવા સદાય સ્વિકારીએ.
સંસાર સાથીરે, બેલડિ બાંધીરે;
ઉત્તમ કુળ અજવાળીએ.
પ્રભુજીને પૂજોરે પાપથી ધ્રુજોરે;
પરભવ પુન્યે સુધારીએ.
મંગલ માળારે, પ્રિયતમ પ્યારા રે;
સેવા મણીમય સ્વીકારીએ.
(સંપૂર્ણ.)

## (રાગ ધોળ)—૧૪

પ્રાણિગ્રહણ થયા પછી પ્રેમદા, પરહરતાં પિયર સહવાસ;
ન થાય ઉદાસ;— પતિવ્રત એજ છે.
ભાવ રાખી ભજે ભરથારને, મન વચન કરી દઇ એક,
વિશેષ વિવેક;— પતિવ્રત એજ છે.
સુખદુઃખમાં સહનપણું ધરી, નહિ કષ્ટ વડે કચવાય;
સમય સચવાય;— પતિવ્રત એજ છે.
લાગે સંપૂર્ણ સુખમય સાસરૂં, દોષ દ્રષ્ટિ જરાય ન થાય;
હૃદય હરખાય;— પતિવ્રત એજ છે.
સ્નેહી સંબંધી કે જન કોઇને, નહિ કોઇ દિને અપમાન;
મળે બહુ માન;— પતિવ્રત એજ છે.

ગુરૂજનની સરસ થાય સેવના, સચવાય સદા કુલ રીતિ;
પિયર પર પ્રીતિ;— પતિવ્રત એજ છે.
ઉંચો અક્ષર એક ન નીકળે, વ્હાલાં વિનય-વિવેક-વિચાર;
નિયમ પર પ્યાર;— પતિવ્રત એજ છે.
અન્ય વિષય ન આવે અંતરે, લોભ મોહે ન મન લલચાય;
સંતોષ સદાય;— પતિવ્રત એજ છે.
જીવ જેવું સદા શીલ સાચવે, મન ઇન્દ્રિય પણ વશ હોય;
કપટ નહિ કોય;— પતિવ્રત એજ છે.
દાન પુન્ય અને દાક્ષિણ્યતા, થઇને નાથને નીત્ય સહાય;
પ્રેમે પથરાય;— પવિવ્રત એજ છે.
ચિત્તવિત્ત વિષે વગળે નહીં, વળી વૈભવમાંહિ અભાવ;
ભર્તાપર ભાવ;— પતિવ્રત એજ છે.
નિત્ય આનંદ આપે નાથને, વશ વિદ્યા-કલાથી વિશેષ;
લજાય ન લેશ;— પતિવ્રત એજ છે.
મન વચન ક્રિયાથી કામિની, થઇ છત્રની છાયા સમાન;
તજે અભિમાન;— પતિવ્રત એજ છે.
દીન ઉપર નિત્ય દયા ધરે, કરે કોઇ ઉપર નહિ ક્રોધ;
સદૈવ સુબોધ;— પતિવ્રત એજ છે.
પુણ્યરૂપ પવિત્ર પ્રભાવ છે, દુષ્ટ દ્રષ્ટિ કરે નહિ કોય;
ગમે તેમ હોય;— પતિવ્રવ એજ છે.
નાના વયમાં વધારે પ્રૌઢતા, સત્ય સરલપણું નિજ અંગ;
સદા શુભસંગ;— પતિવ્રત એજ છે.
અંગ કોઇ ઉઘાડું રહે નહિ, ટાપટીપ ગમે નહિ લેશ;
સુશોભિત વેશ;— પતિવ્રત એજ છે.
ડર દુર્જનનો દૂરથી રહે, વશ હોય બધો વ્યવહાર;
ભલાં ઘરબાર;— પતિવ્રત એજ છે.

સદાચાર વિષે ચૂકે નહીં, હૈયે હોય છે નાથનું નામ;
કરે ઘરકામ;— પ્રતિવ્રત એજ છે.

નિત્ય આનંદ અંતરમાં રહે, આત્મ ભાવે હૃદય ભરપુર;
સમય પર શૂર;— પતિવ્રત એજ છે.

વાંચે કુશલ સદા નિજ કંથનું, ધારે ધિરજ ને નિજ ધર્મ;
કરે શુભ કર્મ;— પતિવ્રત એજ છે.

કહે કેશવ માનવ જન્મમાં, શુભ સાધન સર્વ સધાય;
રીઝે હરિરાય:— પતિવ્રત એજ છે.

## ગરબી—૧૫.

રાગ—પૂનમ ચાંદની ખીલી પુરી અહીંરે.

સજની સુંદર વર વધુ નૌકા ભવજલ સંચરીરે ટેક.
આજ્ઞા વેદ પુરાણો ગુરૂ વડીલની એજ
ધારી પ્રીતિ પરસ્પર જાણે દુધ સાકર મળીરે—સજની૦ ૧

સાખી

મંગળ ફેરા ફળ જુઓ માનુની પાછળ જાય
ચાર સારને પામવા મોહન મુખ્ય મનાય

પગલે પ્રિયતમને પ્રેમદાએ નિત્યે ચાલવું રે
રહેવું આજ્ઞા માની નીતિમય જીવન ગાળવું રે
સીતા સાવિત્રિ દમયંતિ તારા નાર
ફેરા ચાર ફરીને કીર્તિ જગ અમર કરી રે—સજની૦ ૨

સાખી

રેશમ વસ્ત્ર તણી જુઓ ગ્રંથી આ દેખાય
એ વર વધુના પ્રેમનું દઢ બંધન સમજાય

નીજ ગૃહ જ્ઞાતિ ગ્રામને દેશ દુઃખને કાપવારે
પ્યારી માતૃ ભૂમીને સ્વતંત્ર સુખડા આપવારે
ફેરા ફરતાં શીખો ક્રિયા તણો એ સાર
જોશો ત્યારે જીવનમાં ખરી સુખની ઘડી રે—સજની૦ ૩

**સાખી**

રાઘવ સાથે જાનકી વિનતા કશ્યપ સાથ
સ્વાહા પાવક પ્રાણુથી તેમ તમથી હું નાથ
ઓખા અનિરૂદ્ધ દમયંતિ નળના પ્રેમને રે
વશિષ્ટ અરૂંધતી દિલીપ સુદક્ષણા નામનેરે
લોપા મુદ્રા અગસ્ત્ય દેવકી વસુદેવ રાય
રાખી એજ વૃત્તિ મંગલ કરીશ પ્રીતડી રે—સજની૦ ૪

**સાખી**

ગૃહારથશ્રમ શોભાવવા વીર સંતાનો કાજ
જગહીત સાધન સાધવા દેશ તણી ધરી દાઝ
ઉમાબાઇ દાભાડે સમ કરી પ્રતિજ્ઞા પાળવી રે
વૃદ્ધા રાજાબાઇની અડગ રીતિ સંભાળવી રે
કીર્તિ કેરા સુંદર સજી નિત્ય શણગાર
રેવા મેવા એવા લેવા મંગળ મન ધરીરે—સજની૦ ૫

## સુખી ગૃહસ્થાશ્રમ.

**सानन्दं सदनं सुताश्च सुधियः कान्तान दुर्भाषिणि**
**सन्मित्रं सुधनं स्वयोषिति रति श्राज्ञा परा सेवका**
**आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्न पानं गृहे**
**साधोः सङ्ग मुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः**

અર્થ—સુંદર ઘર સારી બુદ્ધિવાળા પુત્રો, મધુર ભાષણ કરનારી સ્ત્રી, સારા મિત્રો, જોઇએ તેટલો પૈસો પોતાની સ્ત્રીમા પ્રીતિને આજ્ઞા પ્રમાણે ચાલનારા સેવકો હમેશા અતિથિનો સત્કાર, શિવ પૂજન અને મીઠાં ખાનપાન તથા સાધુ પુરૂષોને સંગ જેને નિરંતર હોય છે તેવા ગૃહસ્થાશ્રમને ધન્યવાદ છે.